॥ શ્રી ॥

# બહુચર સ્તવન

સર્વ દેવીભક્તોને માટે

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

કેશવલાલ ભવાનીશંકર પંડયા
નાગરવાડો, નડીઆદ

૧૯૮૩ ૧૯૨૭

કીં: ૦-૦-૯

ખર્ચ બાદ કરતાં બાકીનો નફો ધર્માદા કરવામાં આવશે.

# બે બોલ

ઘણાં સ્તવનોના રઢિયાળા પ્રવાહમાં આ મારો પ્રથમ સ્તવન-સંગ્રહ 'બહુચર સ્તવન'ને વહેતો મુકું છું. આ નાનકડો સંગ્રહ પૈસા કમાવાની દૃષ્ટિને દૂર રાખી, ફક્ત નવરાત્રિની અવનવી આનંદિત રાત્રિઓના આનંદમાં યત્કિંચિત વધારો કરી સેવા કરવાનાજ હેતુથી પ્રગટ કરું છું.

સંપૂર્ણ શકિતસંપન્ન તો આ વિશ્વમાં ભાગ્યેજ હશે. સ્તવનમાં પણ કાંઇક ક્ષતિઓ હશે, પણ વાંચકવૃંદ તે તરફ લક્ષ નહિ આપતાં તેને દરગુજર કરી રસપ્રવાહમાં વહ્યે જશે એવી આશાથી વિરમતો,

કેશવલાલ ભવાનીશંકર પંડ્યા
નાગરવાડો, નડીઆદ

નવરાત્રિના ગરબામાં લાણી કરવા ઇચ્છતી કોઇ પણ વ્યક્તિને પચાસ પ્રત ફક્ત એક રૂપિયા જેટલીજ જૂજ કિંમતે મળી શકશે. વધુ માટે રૂબરૂ મળો.

---

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૧૩ : ૮ :'૨૭.

# બહુચર સ્તવન

## ગણપતિ સ્તુતિ

(મનહર છંદ)

પ્રથમ નમુ હું દુઃખભંજન ગણેશ દેવા,
નર નારી કરે સૌ પારવતી તન સેવા. ૧
લંબોદરા સુખકરા ગણનાથ જાણું છું,
આનંદ દ્યો અતિ ઘણો ગૌરીપુત્ર વંદુ છું. ૨
વિશ્વંભરા દુઃખહરા અરજ દીલમાંહી ધરો,
સ્તવું છું તમને ઇશ વિઘ્ન સૌ દૂર કરો. ૩

---

## સરસ્વતી સ્તુતિ

(શીખરિણી છંદ)

પ્રેમે પ્રણમુ મૈયા વસી વિશ્વે તું ખરી,
ધરી વીણા પુસ્તક હંસતણી સ્વારી કરી;
વસો જીભે મારી સ્તવન શરૂ કરૂં દ્યો મતિ,
નમુ સાષ્ટાંગે હું ચતુર મુખજાયા સરસ્વતી.

---

## સાતવારનો ગરબો ૧

(સીતાજીના મહીનાનો રાગ)

મા આદીને અલૌકીક રૂપ તું જ નીરખ્યું રે,
કરી દર્શન દૈવસ્વરૂપ હૈડું હરખ્યું રે. ૧
મા સોમે સોમરસ પાન તું કરનારી રે,
બાળા મુજ બહુચર માત ચાચરવાળી રે. ૨
મા ભોમે ભવાની માત સર્વે વ્યાપ્યાં રે,
છો સકળ શક્તિમાં શ્રેષ્ઠ સેવક દુઃખ કાપ્યાં રે. ૩
મા બુધે બાળસ્વરૂપ બહુચર તારૂં રે,
દર્શન કરવાને મન તલખ્યું મારૂં રે. ૪
મા ગુરૂએ ગૌરી માત ગબ્બર ગઢવાળી,
સ્વર્ગ મૃત્યુ ને પાતાળ મા તું વસનારી. ૫
મા શુક્રે સેવા કાજ સૌ જન આવે રે,
મળી સર્વ સંપત્તિ આજ દર્શનથી માને રે. ૬
મા શનીવારે સંતોષ સૌને થાયે રે,
કરી દર્શન અમૃતપાન ગુણ તું જ ગાયે રે. ૭
મા સાતવાર જે ગાય બહુચર તારા રે,
મા કેશવ તું જ પગરજ કૃપા કરનારાં રે. ૮

---

## ગરબી ૨

(હાં રે મેરી અંબેકા ગુન ગાવો. એ રાગ)

નમું નમું બહુચર મા બીરદાળી,
નારાયણી નજરે લઉ ન્યાળી રે. નમું નમું૦
ઘટ ઘટ માયા વ્યાપી તારી.

વિશ્વ બધે તું મા વસનારી રે. નમુ નમું૦
તું સર્વે મા સૃજનારી,
અકળ ગતિ છે તમ ન્યારી રે. નમુ નમું૦
નારાયણી અખીલેશ્વરી,
જાગતી જ્યોત મા તમારી રે. નમુ નમું૦
વિષ્ણુવીધી રૂદ્ર રહ્યા સેવી,
કાન્તિ ઝળકે કોટી સુરજ જેવી રે. નમુ નમું૦
રક્તબીજ રણમાંહે રોળ્યા,
ચુંડ મુંડ ચાંચડવત ચોળ્યા રે. નમુ નમું૦
શુંભ નિશંભ મહીસાસુર માર્યા,
દૈત્ય મારી દેવનાં દુઃખ ટાળ્યાં રે. નમુ નમું૦
અદ્ભુત કૃતિ છે મા તમારી,
ભય વિપતને હરનારી રે. નમુ નમું૦
કહે કેશવ તુંને મા કરગરી,
માગુ સહાય અહર્નિંશ તારી રે. નમુ નમું૦

---

## ગરબી ૩

(રઘુપતિ રામ હ્રદેમાં રહેજો રે. એ રાગ)

માજી પડવે પ્રથમ દર્શન દીધાં રે તુંજ ચરણામૃત પ્રીતથી પીધાં રે,
મારાં તનમનનાં દુઃખ ટાળી દીધાં બહુચર તારા નામની બલીહારી રે.
માજી બીજે બળવંતી બીરદાળી રે તારી કીર્તિ જગતમાં વિશાળી રે,
દેજો ચિત્તની ચિંતા મા ટાળી બહુચર તારા નામની બલીહારી રે.
માજી ત્રીજે તારક ત્રિપુરારે ત્રણ ભુવનમાં વસનારાં રે,
દેવ કાજે દૈત્યને હણનારાં બહુચર તારા નામની બલીહારી રે.
માજી ચોથે ચાર જુગ જાણનારી રે વેદ શાસ્ત્રે તને મા વખાણી રે,

કરો કૃપા દયા દીલમાં આણી બહુચર તારા નામની બલીહારી રે.
માજી પાંચમે પ્રીતે પાળો રે તારા ભક્તનું સંકટ ટાળો રે,
મારાં પાપ સર્વે પ્રજાળો બહુચર તારા નામની બલીહારી રે.
માજી છઠ્ઠે છબીલી છોગાળી રે ધન્ય ધન્ય બહુચર બીરદાળી રે,
તારે ચાચરે નિત્ય દિવાળી બહુચર તારા નામની બલીહારી રે.
માજી સાતમે સર્વે સૃજનારી રે ભય વિપત્તને હરનારી રે,
અકળ ગતિ તમ છે ન્યારી બહુચર તારા નામની બલીહારી રે.
માજી આઠમે અભય વર દીધાં રે દેવ કાજે દૈત્યને દંડ દીધા રે,
નમે દેવ સર્વે તમ પાય બહુચર તારા નામની બલીહારી રે.
માજી નોમે નારાયણી તારૂં રે નામ નિશદિન મુખે ઉચ્ચારૂં રે,
ધ્યાન ધરૂં હૃદય વિષે તારૂં બહુચર તારા નામની બલીહારી રે.
દશમે દેવમાં અંશ તારો રે તુંજ શક્તિ વડે સર્વે જીત્યા રે,
અગણિત રૂપ તેં ધર્યાં બહુચર તારા નામની બલીહારી રે.
એકાદશીએ અંબા સ્વરૂપે રે હતો વિમળશા રંક રૂપે રે,
બાજી પલટાવી કીધો રાય રૂપે બહુચર તારા નામની બલીહારી રે.
બારસે બહુચરે બળ દીધાં રે, કુતરીનો કુતરો કીધો રે,
મેરી મટાડીને મર્દ કીધો બહુચર તારા નામની બલીહારી રે.
માજી તેરસ તુળજા સ્વરૂપે રે ત્રીશુળ કરમાં ઓપે રે,
મુસ્તક પર મુગટ ઓપે બહુચર તારા નામની બલીહારી રે.
માજી ચૌદશે ચુંવાળ વસીયાં રે ભજુ ભાવે તુને બહુચરીયાં રે,
સેવકનાં કામ તેં કરીયાં બહુચર તારા નામની બલીહારી રે.
માજી પુનમે પાયે લાગું રે, તુંજ ભક્તિ દ્યો એ વર માગું રે,
વળી વળી તુંને પાયે લાગું બહુચર તારા નામની બલીહારી રે.
પંદર તીથી પુરી થઇ મા આદ્યે રે તુંજ સેવક રહે નડીઆદે રે,
કરગરી કેશવ કહે કર સ્હાયે બહુચર તારા નામની બલીહારી રે.

## ગરબી ૪

(શરણુ આવ્યો મોરી માત અંબા. એ રાગ)

દર્શન દ્યો મંમાય મૈયા મુને દર્શન દ્યો રે,
માજી ચુંવાળની તું રાય મૈયા મુને દર્શન દ્યો રે,
તુંજ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે.

સાખી

હીમગીરીથી આવીયાં ચુંવાળ ચોકની માંય,
ગુજરાત હદ પર ભક્તની કરવાને મા સ્હાય.
કરો રંક પર કૃપાય મૈયા મુને દર્શન દ્યો રે,
તુંજ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૧

સાખી

કારણ શોભા સર્વની શક્તિ નુર તુંજ રૂપ,
પ્રગટ થયાં છો માત તમ જગતમાં ત્રણ સ્વરૂપ.
દયા ધરોને દીલમાંય મૈયા મુને દર્શન દ્યો રે,
તુંજ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૨

સાખી

પ્રથમ લક્ષ્મીનું ધર્યું સુન્દર તેં મા સ્વરૂપ,
બીજું કાળી કાળકા ધર્યું મા તેં રૂપ.
કાળકારૂપે દર્શન દ્યો માય મૈયા મુને દર્શન દ્યો રે,
તુંજ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૩

સાખી

સરસ્વતીનું રૂપ તે ત્રીજું તુંજ મા ગણાય,
ત્રણ સ્વરૂપે ત્રીપુરા નામ તુંજ કહેવાય.
દર્શન દ્યોને સરસ્વતી માય મૈયા મુને દર્શન દ્યો રે,
તુંજ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૪

સાખી

ત્રણ સ્વરૂપનાં શક્તિ તું જ ધાર્યાં બબ્બે રૂપ,
સરસ્વતી તે બહુચર શક્તિ તું જ સ્વરૂપ.
ધન્ય ધન્ય બહુચર માય મૈયા મુને દર્શન દ્યો રે,
તું જ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૫

સાખી

કાળી કાળકા તેજ મા ધાર્યું ધરતીનું રૂપ,
જે પર આધાર જગતનો તે શક્તિ તું જ સ્વરૂપ.
જય જય જગતની માય મૈયા મુને દર્શન દ્યો રે,
તું જ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૬

સાખી

લક્ષ્મી માયા દ્રવ્ય રૂપે જગતમાં થઇને રહ્યાં,
સકળ સૃષ્ટિનું પોષણ કરો મા તું જ રૂપ કહ્યાં.
અકળ કળા તું જ ના કળાય મૈયા મુને દર્શન દ્યો રે,
તું જ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૭

સાખી

કેશવ કહે મા કરગરી હું દાસ માજી તારો,
દયા કરી દર્શન દીઓ હું નડીઆદ રહેનારો.
મુને તારોને બહુચર માય મૈયા મુને દર્શન દ્યો રે,
તું જ દર્શને દુઃખ જાય મૈયા મુને દર્શન દ્યો રે. ૮

---

## ગરબી ૫

(તમે અજાણ્યા અમે જાણીએરે. એ રાગ)

બીરદાળી બહુચર મા બીરાજતી રે,
માની છબી છબીલી છાજતી રે;

ત્રિશુળધારી ચાચર ચોક વાળી,
બહુચર મા આશરો મુને તાહારો રે. ૧
માના શોળે શણુગાર શોભતા રે,
બ્રહ્માવિષ્ણુ સ્તવન તુંજ બોલતા રે,
મમ શરણુાંગત શીરતાજ;
બહુચર મા આશરો મુને તાહારો રે. ૨
કોટી રવી સમ મુખ નીરખીશું રે,
તારાં દર્શને હૈયું હરખીશું રે,
મને આનંદ અંગ ન માય;
બહુચર મા આશરો મુને તાહારો રે. ૩
અતિ બળ ખડ્ગ લેઇ વાપર્યું રે,
મસ્તક દૈત્યનું ધડથી જુદું કર્યું રે,
દેવનું દુઃખ ટાળી સુખ દીધું;
બહુચર મા આશરો મુને તાહારો રે. ૪
જયવિશ્વ વિનોદા માતા રે,
શરણુાંગત સુખ દાતા રે,
માજી તમે છો અકળ અજાત;
બહુચર મા આશરો મુને તાહારો રે. ૫
માયા અકળીત છે મા આપની રે,
રંક સેવકની થાયે લાગણી રે,
તુંજ કળા કોઇથી ના કળાય;
બહુચર મા આશરો મુને તાહારો રે. ૬
મુજ ચિત્ત ચરણુ તુંજ લાવું રે,
પાય લાગી ગુણુ માના ગાવું રે,

કેશવ પર કરો કૃપાય;
બહુચર મા આશરો મુને તાહારો રે. ૭

---

## ગરબી ૬

( નમુ નમુ બહુચર મા બીરદાળી. એ રાગ )

જય જય બહુચર મા બીરદાળી,
મા તું ચુંવાળની વસનારી રે. જય જય૦
દેવનાં દુઃખ મા તું હરનારી,
સહાય કરો ચાચર ચોકવાળી રે. જય જય૦
શોભા સોળંકીની મા તેં રાખી,
ભકતજનોની ભીડ તેં ભાગી રે. જય જય૦
માજી નારીનો નર તેં કીધો,
કરી સ્હાય સેવક જશ દીધો રે. જય જય૦
દેવ પૂજે સર્વે તને પહેલી,
તું જ ચાચરમાં આનંદની હેલી રે. જય જય૦
નારદ મહર્ષિ માળા જપે તારી.
હાં રે એવી બહુચર મા વીરદાળી રે. જય જય૦
માજી બેઠાં છો છબીલી છેલી,
તેં સૃષ્ટિ સર્વે સરજેલી રે. જય જય૦
તું જ શોભા છે મા ઘણેરી,
જાણે રવિ કોટી શશી અજવાળી રે. જય જય૦
નવનિધ ધન મા તું આપનારી
સુખ સર્વે આપે છે કૃપાળી રે. જય જય૦
બાના તણી મા પત રાખનારી

શરણાંગતની પ્રતિપાળી રે. જય જય૦
કેશવ કહે મા એ બીરદાળી
મારાં પાપ દેજો પ્રજાળી રે. જય જય૦

---

## ગરબી ૭

(તમે અજાણ્યા અમે જાણીએ રે. એ રાગ )

બહુચર આશરો મુને તાહારો રે.
મૈયા કર ઝાલો તમે માહારો રે,
ભવસાગરથી ઉતારો પાર રે,
બહુચર પાય લાગું પ્રેમથી રે. ૧
ચુંવાળ માંહી બીરાજ્યાં માવડી રે
હું છું માજી તારી ગાવડી રે,
તું જ દાસને દર્શન દ્યોને રે,
બહુચર પાયે લાગું પ્રેમથી રે. ૨
તારે પારે બહુચર મારે આવવું રે,
તુંજ પાસે મારે કંઇ યાચવું રે,
દ્યોને બહુચર ઇચ્છેલું વર;
બહુચર પાય લાગું પ્રેમથી રે. ૩
શીવ વિષ્ણુ તુંને મા સેવતા રે,
ધરે ધ્યાન બ્રહ્માદિક દેવતા રે,
નારદ જપે મુખે તું જ નામ;
બહુચર પાય લાગું પ્રેમથી રે. ૪
મા તું શ્રાવણ રૂડો માસ છે રે,
શુક્લ એકાદશીની રાત છે રે,

આનંદ લાવી ગુણ તારા ગાયા;
બહુચર પાય લાગું પ્રેમથી રે. ૫
કેશવની અરજ સુણજો રે,
બહુચર વાત હ્રદયમાં ધરજો રે,
દર્શન દેવા મહેર મૈયા કરજો;
બહુચર પાય લાગું પ્રેમથી રે. ૬

---

## ગરબી ૮

(સંખલપુર સોહામણું રે. એ રાગ)

મા ચુંવાળ ચોક સોહામણો રે,
બહુચરનું ત્યાં છે ધામ, મારી બહુચરા
સેવક સૌ ત્યાં આવતાજી રે. ૧
કીધી સેવકને સહાય, મારી બહુચરા
ઢોરાં ચારવા શીશુ જાય, મારી બહુચરા
રમત માની તે રમતાજી રે. ૨
શીશુ વરખડીએ ચડયો, મારી બહુચરા
માટીથી માનો ગોખ ઘડયો, મારી બહુચરા
પૂજા કરીને લાગ્યો પાયજી રે. ૩
વન વગડાની માંય, મારી બહુચરા
નૈવેદ્ય માને શેનું થાય, મારી બહુચરા
શોધી તમાર તાંદુલ લાવ્યાજી રે. ૪
કુલડીમાં રાંધ્યું તે અન્ન, મારી બહુચરા
નૈવેદ્ય ધરાવું કરી મન, મારી બહુચરા
એટલામાં એક પાડો આવ્યો જી રે. ૫

શીશુએ કર સોટી લઇ, મારી બહુચરા
બળી પાડાનું આપું મઇ, મારી બહુચરા
માજી ગ્રહણ તમો કરજોજી રે. ૬
પાડા કંઠે અડાડી સોટી જ્યાંય, મારી બહુચરા
મુસ્તક પડીયું ત્યાં ય, મારી બહુચરા
શીશુ હવે મન પસ્તાયોજી રે. ૭
એ પાડાનો માલીક રાય, મારી બહુચરા
શીશુ વિચારે શું થાય, મારી બહુચરા
એટલામાં રાય ત્યાં આવ્યોજી રે. ૮
રાય પૂછે શીશુને વાત, મારી બહુચરા
કરી કોણે પાડાની ઘાત, મારી બહુચરા
શીશુએ ઉત્તર દીધોજી રે, ૯
માતા પૂજ્યાં વૃક્ષ ફૂલ, મારી બહુચરા
નૈવેદ્ય ધર્યું તાંદુલ, મારી બહુચરા
પાડાનું બળી માને આપ્યુંજી રે. ૧૦
રાય કહે નહોય સાચી વાત, મારી બહુચરા
સોટીએ નવ થાય ઘાત, મારી બહુચરા
પાડો જીવે તો માનું વાતજી રે. ૧૧
બાળ શીશુ કરે વિચાર, મારી બહુચરા
સેવકની લ્યો મા સંભાળ, મારી બહુચરા
શીશુની સહાયે બહુચર આવ્યાંજી રે. ૧૨
પાડો સજીવન થાય, મારી બહુચરા
દર્શન બહુચરે દીધાં ય, મારી બહુચરા
ધન્ય ધન્ય શીશુ બાળજી રે. ૧૩

ચિન્તા શીશુની દૂર થઇ, મારી બહુચરા
નિજ ઘેર આવ્યો શીશુ લઇ, મારી બહુચરા
રાયે શીશુને પુત્રસમ પાળ્યોજી રે. ૧૪
કેશવ કહે તુંને કરગરી, મારી બહુચરા
ગુણ ગાઉં તારા બીરદાળી, મારી બહુચરા
સંકટ કાપીને સુખ મા આપોજી રે. ૧૫

---

## ગરબી ૯

( બહુચર આશરો મુને તાહારો રે. એ રાગ )

ધન્ય ધન્ય બહુચર મા બીરદાળી,
કાન્તિ રવી કોટી શશી અજવાળી,
સુન્દર સ્વરૂપે તુંને નિહાળી;
મંમૈયા મ્હેર કરો મતબાલી રે. ૧
માની સાડી સુન્દર શોભે રે,
કસબ ભર્યો કબજો ઓપે રે,
મણી મુગટ માથે ઓપે;
મંમૈયા મ્હેર કરો મતબાલી રે. ૨
વળી ફૂલદામણી ચળકે રે,
વેસર મોતી નાકે લળકે રે.
કડાં બંગડી માનાં ચળકે;
મંમૈયા મ્હેર કરો મતબાલી રે. ૩
હીરાના હાર ઉર પર ઝળકે રે,
સોના સાંકળાં પગે ઝમકે રે,
માનું મુખ તંબોળે મલકે;

મંમૈયા મ્હેર કરો મતબાલી રે. ૪
અકળીત કળા બહુચર તારી રે,
આદ્ય અવિચળ પદ દેનારી રે,
વિજય કરો ચાચર ચોકવાળી;
મંમૈયા મ્હેર કરો મતબાલી રે. ૫
મા ભક્તોના ભય હરનારી રે,
મા તું જશ જગમાં દેનારી રે,
ધન્ય ધન્ય બહુચર બીરદાળી;
મંમૈયા મ્હેર કરો મતબાલી રે. ૬
મા તું ભક્તજનની પ્રતીપાળી રે,
પળે પળે લ્યો મુને સંભાળી રે,
કેશવલાલની માત દયાળી;
મંમૈયા મ્હેર કરો મતબાલી રે. ૭

---

દોહરા

નથી ભણ્યો વેદ શાસ્ત્રને નથી ભણ્યો મા પુરાણ,
વિચાર આવ્યા તે લખ્યા તુંજ પ્રતાપે જાણ.
ગાંડો ઘેલો બાળ તુંજ દોષ ન જોશો મુજ,
ઠગાઇ ચોરી બહુ કરી સાચ ન બોલ્યો જુજ.
કૃપાવંતી કૃપા કરો કરૂણા કરો કૃપાળી,
દુઃખીઆનાં દુઃખ દૂર કરો તેથી કહું મા દયાળી.
કેશવ કહે કરજોડીને બહુચર બાળી માત,
સ્તવન સ્વીકારો માહરૂં અરજ ઉર લ્યો માત.

::: નૂતન જ્યોતિ જગાવતું, કલાનું હસ્તલિખિત ત્રિમાસિક :::

# ✽ ‘પ્રેરણા’ ✽

**તન્ત્રી અને પ્રકાશક:**

**ઉમિયાશંકર જીવણલાલ ઠાકર, આણંદ**

કોઈ પણ વ્યક્તિને જીવનસંગ્રામને માટેની ઉપયોગી રસસામગ્રી આપવી, ભાવિની આશા—બાલકો—માં અવનવું ચેતન આણવું ને કલાત્મક લખાણ તેમજ ભાવભર્યાં ચિત્રોથી જનસમાજને કલામાં કાંઈક રસ લેતી કરવી એ આ હસ્તલિખિત ‘પ્રેરણા’નો હેતુ.

સુન્દર ભાવનાઓ, કાવ્યો, વાર્તાઓ, સંવાદો, ભૌગોલિક જ્ઞાન, અમી-ઝરણાં, જીવન ચરિત્રો, રંગબેરંગી સુન્દર ચિત્રો તેમજ ફોટા-થી ‘પ્રેરણા’ તમને જરુર ફૂલ નહિ તો ફૂલની પાંખડી અર્પશે.

‘પ્રેરણા’નો અંક ૧ (શ્રાવણ—ઑગસ્ટ ’૨૭) પ્રગટ થઈ ચૂકયે છે. પ્રેરણા લાવવા ઇચ્છતા શુભાભિલાષી વાચકને તે નીચેને સરનામેથી રૂબરૂ મળી શકશે. પોતાને રહેઠાણે મંગાવી વાંચવા ઇચ્છતી વિશ્વાસ-પાત્ર વ્યક્તિને શીર તેનું ટપાલ ખર્ચ રહેશે. સરનામું ચોકખું લખશો.

**સર્વની સહાનુભૂતિ મળ્યે ‘પ્રેરણા’ તેનું સંકુચિત ક્ષેત્ર બદલી બહોળા રૂપમાં સર્વને ઘેરેઘેર ફરી બનતી સેવા કરવા ઇચ્છા રાખે છે.**

લેખકો તેમજ ચિત્રકારો તેમની રસભરી વાનગીઓથી ‘પ્રેરણા’ને સમૃદ્ધ કરે અને આ ઉગતા ઉત્સાહમાં ઉમેરો કરે, એવી મારી આગ્રહ ભરી માગણી છે. લખો:

**ઉમિયાશંકર જીવણલાલ ઠાકર**
**તન્ત્રી, ‘પ્રેરણા’**
**ઘોરીફળીઓ : આણંદ**